

૭૮૬

# માગરોલની ગાદીવાળા

# પીર મોટામીયાં સાહેબ.



( ટુંક વૃત્તાંત. )


લેખક તથા પ્રકાશક-

માસ્તર કાસમભાઈ સુલેમાનભાઈ.

અધિપતિ- વનિતા વિનોદ.

મુ. કડી. (બરોડા સ્ટેટ).



પ્રત ૧૦૦૦

સં૦ ૧૩૩૭ હીજરી.  ઈ૦ સ૦ ૧૯૧૮

શ્રી અમરસિંહજી પ્રીન્ટીંગ પ્રેસમાં

પઠાણ નુરખાન-અમીરખાન વકીલે છાપી.

લાલ દરવાજા-અમદાવાદ






# માંગરોલની સુવિખ્યાત ગાદીના ગાદીપતિ પીર મોટામીયાં સાહેબ વિષે જાણવાજોગ હકિકત.



## તેઓશ્રીનું સાદું જીવન.



સુરત અને ભરૂચ વચ્ચે કોસંબા ઝંખવાવ રેલ્વે ઉપર આવેલા માંગરોલ ગામની મહાન ચિશ્તિઆ ગાદીવાળા આલી જનાબ પીર મોટામીયાં સાહેબના નામથી કોઇ ભાગ્યેજ અજાણ હશે. તેઓ આ જમાનાના એક આગેવાન પીરોમાંના એક છે. તેમનો જન્મ કડી કસ્બામાં આજથી આડત્રીસ વરસ ઉપર થયો હતો. તેમના પીતા પીર કાયમુદ્દીન બાવા સાહેબે નાનપણથી તેમના વિદ્યાભ્યાસ તરફ લક્ષ આપ્યું હતું. પીર કાયમુદ્દીનબાવા સાહેબ ઘણા સાદા અને મળતાવડા સ્વભાવના હતા. તેઓ પોતાના ફરઝંદને ઉત્તમ અને સંગીન કેળવણીમાં પ્રવીણ થએલા જેવાને ઘણા ઉત્સુક હતા, તેમણે પીરઝાદા મોટા-

મીયાં સાહેબને ગુજરાતી, સંસ્કૃત, ઉર્દુ, ફારસી, અરબી વીગેરેની કેળવણી ઉપરાંત અંગ્રેજીમાં બી.એ. સુધી અભ્યાસ કરાવ્યો હતો. તેમની ઉંચી કેળવણી અને પ્રવીણતાના સબબે કડીના લોકોએ તેમને કડીના શહેર કાઝી તરીકે ચુંટી કહાડયા હતા. જે દરજ્જો તેઓ હાલ પણ ભોગવે છે.

તેમના પિતા તથા દાદાની હયાતીમાં તેઓ વડોદરા રાજ્યની નોકરીમાં જોડાયા હતા અને પછી ટુંક મુદતમાંજ સુરત એજન્સીના સચીન સ્ટેટના ના૦ નવાબ સાહેબે તેમની પોતાના રાજ્ય માટે વડોદરાના શ્રીમંત મહારાજા પાસે માગણી કરી હતી. મહારાજાની મંજુરી મળવાથી સચીન સ્ટેટમાં નાયબ દીવાન નીમાયા હતા. નાયબ દીવાનના હોદ્દાનું કામ હાથમાં લીધા પહેલાં ના૦ નવાબ સાહેબે મોટામીયાં સાહેબને પ્રથમ એ૦ ડી૦ સી૦ ( મુસાહેબ ), ફર્સ્ટ કલાસ મેજીસ્ટ્રેટ, સિવિલ જડજ, હુઝુર આસિસ્ટંટ વિગેરેનું કામ સોંપ્યું હતું જેમાં તેમણે ઘણી કુશળતા બતાવી હતી. તેમના કામથી ખુશ થઇને ના. નવાબ સાહેબે તેમને ઈ. સ. ૧૯૧૦ માં રાજ્યના નાયબ દીવાનનો ચડતો હોદ્દો આપ્યો હતો જેનું કામ તેમણે ઘણીજ બાહોશીથી ૧૯૧૭ ના ડીસેમ્બર

માસ સુધી એટલે બરાબર સાત વરસ સુધી બ-જાવ્યું હતું.

તેઓ ઇ૦ સ૦ ૧૯૧૫ ના ફેબ્રુઆરી માસમાં પીર બડામીયાં સાહેબના જન્નતનશીન થવાથી માંગરોલની ગાદીના ગાદીપતિ થયા હતા જે વખતે દબદબા ભરેલી ક્રિયા થઈ હતી. ગાદી ઉપર આવતાંજ તેઓશ્રીએ પોતાના તમામ મુરીદો તથા તેમની ગાદીને ભકિત ભાવથી માનનારાઓ તથા લાગતા વળગતાઓને ભેગા કરી માંગરોલમાં એક ભારે જગ મેળો કર્યો હતો. અને ભેગા થએલા દશ બાર હજાર માણસોની ખાતરી કરી આપી હતી કે પોતે ગુરૂ –પીર તરીકેનું પોતાનું જેખમ સારી પેઠે સમજે છે.

મરહુમ ગાદીપતિ પીરશ્રી બડામીયાં સાહેબની વફાત ઇ૦ સ૦ ૧૯૧૫ (હી૦ સ૦ ૧૩૩૩) માં થઇ ત્યારથીજ પીર મોટામીયાં સાહેબના પીર દરજ્જાના અધીકાર તથા સત્તાની શરૂઆત થઇ ચુકી છે જેને આજે ત્રણ વરસ ઉપર થઇ ગયાં છે. પીર સાહેબ જ્યારથી પોતાના વડીલોની ગાદી ઉપર બિરાજમાન થયા ત્યારથી તેમની ઇચ્છા સચીન સ્ટેટમાંથી છુટા થવાની હતી. અને તે માટે વખતો વખત કોશિશ પણ કરતા હતા. પરંતુ ના૦ નવાબ સાહેબની મહોબત ભરી લાગણીને લીધે તેમ કર-

વાનું જલદી બની શકયું નહોતું. એક તરફ નવાબ સાહેબની મહોબતનો ખ્યાલ, અને બીજી તરફ પોતાના હજારો મુરીદોની લાગણી એવી બાબતો એકી વખતે પેદા થઇ હતી, અને તેના વિચારમાં હમેશા પીર સાહેબ ગુંથાએલા રહેતા હતા. સ્વર્ગ જેવું સુખ ભોગવવા રાજ્યાધિકાર જેવું સાધન દુનિયાદારીના વિચારવાળા માટે તો એક પણ હોતું નથી. તેમાં પણ દેશી રાજ્યમાં અને જ્યાં રાજકર્તા પોતાનાજ સ્વધર્મના અને આસ્તિક હોય, જેમની પુર્ણ પ્રીતિ હોય, જેમની કદરસનાશીને લીધે ભારે પગાર અને સારા અધિકારનાં સાધન હોય, તેવા વૈભવોને ત્યાગ કરવાનું માણસને માટે કેટલું કઠણ છે તેનો વિચાર કરવાનો છે.

તોપણ પીર મોટામીયાં સાહેબે પોતાના વડીલોની ગાદી મળ્યા પછી ના. દીવાનનીજગાનું રાજીનામું આપી સચીન સ્ટેટ સાથેનો પોતાનો સંબંધ છોડી પોતાના વડીલોનો ફકીરાની માર્ગ અખત્યાર કરી માલિકની બંદગી તથા જન સમાજની સેવા બજાવવાનું કામ માથે લીધું છે જે તેમના વડીલોની લાઇનને તદન અનુસરતું હોવાથી તેઓ કોમને ફાયદો પહોંચાડી શકશે એવી સ્થિતિમાં મુકાયા છે, જેને માટે ઈસ્લામી કોમે મગરૂર થવા જેવું છે.

# પીર મોટામીયાં સાહેબે ધારણ કરેલી ફકીરી.



## સચીન સ્ટેટના નાયબ દીવાનના ઓહદા છોડતી વખતનો તેમનો સદ્બોધ.



પીરઝાદા મોટામીયાં સાહેબ જેઓ સચીન સ્ટેટમાં નાયબ દીવાન જેવા સારા ઓહદા ઉપર સાત વરસથી હતા તેમને પોતાના વડીલોની ગાદી અને પીરનો ઇલ્કાબ મળવાથી તેમણે દુનિયાની તમામ સાહેબી જતી કરી આખરે પોતાના વડીલોના રસ્તે ચાલવા હાલ ફકીરી માર્ગ અખત્યાર કર્યો છે અને નાયબ દીવાનની જગાનું રાજીનામું આપી લોક સેવા માટે તેમણે તૈયારી કરી છે. અને લગભગ બાર વરસ સચીન સ્ટેટમાં રહી ફર્સ્ટ કલાસ મેજી-સ્ટ્રેટ, સબ જડજ, હુઝુર આસીસ્ટંટ, તથા નાયબ દીવાનના ઓહદા ભોગવી હાલ ફકીરી માર્ગમાં ઉતરી પડયા છે. લગભગ બાર વરસ જેટલી લાંબી મુદત સુધી તદન અમીરી ઠાઠથી રહેનારા માણસ એકદમ ફકીર માં આવી જાય અને સઘળા વૈભ-વોનો ત્યાગ કરે એ અજાયબી પમાડનારી બીના છે.

સચીન સ્ટેટમાં સારો હોદ્દો, સારો પગાર, સારી આબરૂ, અને સારી સાહેબીવાળી જગા, અને તે ઉપરાંત માંગરોલના ગાદીપતિને માટે નિર્માણ થયેલું સુખ એસઆરામ જતું કરી ખુદા અને તેની મખલૂક-પ્રજાની સેવા માટે પોતાના ઉપર જે જોખમ લીધું છે તે બેશક વખાણવા જોગ છે. તેઓ એક ગાદીપતિ હોવા ઉપરાંત બી. એ. સુધી અંગ્રેજી ભણેલા છે. ગુજરાતી ભાષાના તેઓ એક સાક્ષર હોઇ તેમાં તેમણે સારાં પુસ્તકો લખેલાં છે. ઉરદુ, ફારસી, અરબી, એ તો તેમને માટે જરૂરની ભાષાઓ છે એટલે તેમને શીખવી પડે એ કુદરતી છે. તેમને ઉંચી કેળવણી મળેલી છે, તેમણે સારા ઓહદ્દા ભોગવ્યા છે અને માંગરોલની ગાદી મળવાથી તેઓ એક લાખ જેટલા પોતાની ગાદીના મુરીદો (સેવકો) ના અધિકારી થયા છે. એટલુંજ નહિ પણ તે ગાદીને અંગે લાખો રૂપીઆની આવક કરી શકે તેવી હાલતમાં મુકાયા છે છતાં દુનિયાની સાહેબીનો જરા પણ ખ્યાલ નહી રાખતાં તેમણે ફકીરી માર્ગ તરફ પોતાનું મન લગાડયું છે. તેમણે કેવી રીતે પોતાનું મન મજબુત કરી દુનિયાની સાહેબી જતી કરી છે તે તેમનાજ શબ્દોથી આપણે બતાવી આપીશું.

જ્યારે તેમના સચીન સ્ટેટના નાયબ દીવાનના હોદ્દાનું રાજીનામું આપવાની વાત જાહેરમાં આવી ત્યારે તેમના ઘણા મુરીદો એ વિષેની ખાતરી કરવા સચીન ગયાં અને તેમની ત્યાં ખાતરી થઈ કે પીર સાહેબે રાજીનામું આપ્યું છે ત્યારે તેમની ખુશાલીનો પાર રહ્યો નહિં. આ ખબર બધે એકદમ ફેલાઇ ગઇ અને ઘણા મુરીદો તથા સ્ટેટના લોકો સચીન આવી પહોંચ્યા. બધા ભેગા થયા પછી પીર સાહેબે શાંતીથી ભાષણ રૂપે કહેવા માંડયું કે, "ગૃહસ્થો! તમને આજે હું એક અગત્યની બાબત સંભળાવું છું અને તે એ છે કે મેં સચીન સ્ટેટના નાયબ દીવાનના ઓહદ્દાનું રાજીનામું આપ્યું છે. (ખુશાલી તથા આશ્ચર્ય) તમે જાણો છો કે, હું નવાબ સાહેબ ગાદીએ આવ્યા તે પહેલાંથી એટલે લગભગ બાર વરસથી તેમની સાથે છું. સૌથી પહેલાં તેમણે મને એ. ડી. સી. (મુસાહેબ) ની જગા આપી હતી, અને છેવટે ઈ૦ સ૦ ૧૯૧૦ માં રાજ્યના નાયબ દીવાનનો ઓહદો આપ્યો હતો. અને ત્યારથીજ હું સચીનમાં એ જગા ઉપર છું. નવાબ સાહેબે મારી નોકરી વડોદરાના શ્રીમંત ગાયકવાડ સરકારના રાજ્યમાંથી ટ્રાન્સફર કરાવી એટલે ઉછીની

લઈ તેઓ સાહેબે મને વખતો વખત પ્રમોશનો આપી તથા બંગલો, ગાડી, ઘોડા, નોકર, ચાકર વીગેરેનો બંદોબસ્ત રાખી મારે માટે બધો વખત માયાળુ લાગણી બતાવી છે. આટલી લાંબી મુદત હું તેઓ સાહેબ પાસે રહ્યો તે દરમ્યાન તેમણે, તેમના અધિકારીઓએ, તથા તેમની રૈયતે મારા તરફ પ્રેમ ભાવજ રાખ્યો છે. સરકારી નોકરીમાં સારો હોદો, સારો અધિકાર, સારો પગાર, સારી આબરૂ, તથા સારી સવડ એ વસ્તુઓ માણસ માટે સારાં સાધન સમાન છે અને એ સાધનો પ્રાપ્ત થવાથી માણસ કાંઈક કરી શકવાની સ્થિતીમાં મુકાતો હોવાથી તે તરફ તે કુદરતી રીતે પ્રેરાય છે. અને હમેશાં ખંતથી મહેનત કરી આગળ વધવા અનેક પ્રયાસો કરે છે. એક રાજ્યમાંથી બીજા રાજ્યમાં જાય છે, બીજામાંથી ત્રીજામાં જાય છે, અને જ્યાં જ્યાં જાય છે ત્યાં સારાં સારાં કામો કરી બધાઓને સંતોષ આપી પોતાની બેહતરીની આશા રાખે છે. મને પણ આજે તેવોજ પ્રસંગ મળ્યો છે. એટલે હવે હું પણ સચીન સ્ટેટમાં મારાથી બનતી સેવા બજાવી આપણા મહાન સરકાર ખુદાની સેવામાં જોડાવા માગું છું. તે એક મહાન સર-

કાર છે જે સૃષ્ટિનો માલિક છે. આવા સરકારની સેવામાં મને જોડાતો જોઇ બધાંઓને આનંદ થયા વિના રહેશે નહિં, કારણ કે એ એક કલ્યાણનું ચિન્હ છે.

દુનિયાનાં મન ગમતાં સાધનો જ્યાં પ્રાપ્ત થયેલાં હોય છે ત્યાં જો કે તે સાધનો મિથ્યા હોય છે તો પણ માણસ તેને વળગી રહેવાને મથન કરે છે એ એક માનવી સ્વભાવનો ગુણ છે. પણ એ સાધનોની પેલી તરફ એથી પણ વધારે ચઢતા સાધનો છે જે વધારે લાભદાયક તથા કલ્યાણકારી છે એમ માણસને જેમ જેમ અનુભવ થતો જાય છે તેમ તેમ માલમ પડે છે. સ્ટેટમાં જોડાયા પછી મને નવાબ સાહેબની માયાળુ લાગણીને લીધે દુનિયાની સારી સાહેબી જોવાનો પ્રસંગ મળ્યો છે. એટલે એ સંબંધી હવે મને વધારે અભિલાષા રહી નથી. એ સાહેબીનાં સાધનો દુનિયાંદારિને માટે ઉપયોગનાં ગણવામાં આવે છે. પણ જે આગળ વધવાની ખાહેશ રાખે છે, તેનેતો ત્યાંનોજ ખ્યાલ હોય છે. દરેક માણસે પોતાનું ધોરણ પોતે નક્કી કરવાનું છે. તેમ હું પણ તે પ્રમાણે મારૂં ધોરણ નક્કી કરૂં તો હું કંઇ અયોગ્ય કરૂં છું એમ ગ-

જાશે નહિં. માણુસ પ્રથમ બાળકના રૂપમાં, પછી જુવાનીનાં રૂપમાં, અને છેવટે વૃદ્ધના રૂપમાં આવે છે. જેમ જેમ તે ઉમરે પહોંચતો જાય છે, તેમ તેમ કુદરત તેની સ્થિતીમાં ફેરફાર કરતી જાય છે. જેવી રીતે શારીરિક સ્થિતીનો મામલો છે તેવીજ રીતે માનસિક સ્થિતીનો પણ છે. દરેક માણુસ તેવીજ સ્થિતીને આધિન છે તેમ હું પણ છું. મારી વય હાલ સાડત્રીસ વરસ જેટલી છે. જો કે હું વૃદ્ધાવસ્થાની હદે પહોંચ્યો નથી તોપણ જો જીંદગી ટકે તો તેવો વખત પણ આવે. એવો વખત આપવો ન આપવો એ માલિકના હાથમાં છે, એટલે એ ઉપર આધાર રાખીને બેશી રહેવું એ મિથ્યા છે. જે કંઇ કરવું તે હમણાંજ કરવું એમ મને મારો અંદરવાળો સુચવે છે. અને તેથીજ હું એકદમ સ્વતંત્ર થવા માંગુ છું. મારા વડીલો સ્વતંત્ર હતા અને તેમણે સ્વતંત્ર રહીનેજ માલિકની સેવા બજાવી છે. તેમણે સ્વાર્થની દરકાર રાખી નહોતી. તેમનો માર્ગ ફકીરાની હતો. મારા વડીલ જે માંગરોલની ગાદીના ગાદીપતિ પીર હતા તે આ દુનિયાંથી ઉઠી ગયા છે અને તેમની જગાએ ખુદાએ હવે મારી નિમણુંક કરી છે. એટલે તેમના પગલે

પગલે ચાલવું અને માલિકની સેવા બજાવવી એ હું મારી ફરજ સમજું છું. હું જ્યારે નાયબ દીવાનના હોદ્દા ઉપર આવ્યો ત્યારે લોકોને ભાગ્યેજ એ ખ્યાલ આવ્યો હશે કે હું ફકીરી રસ્તા તરફ દોરાઇશ. પણ ખુદા મહાન શક્તિવાળો છે. તે જે ચાહે તે કરી શકે છે. મારા વડીલોએ હમેશાં સાદું જીવન ગાળ્યું છે. એટલે મને પણ તેવી પ્રેરણા થાય એ સ્વભાવિક છે. દુનિયાના વૈભવ છોડવા એ બેશક કઠણ લાગે છે. પણ જ્યારે માણસ આગળનો વિચાર કરે છે ત્યારે તેનો ભાવ એ મિથ્યા વૈભવો ઉપરથી ઓછો થઈ જાય છે. ઇચ્છાઓ ઓછી થઈ જવાથી આત્મિક પ્રભાવ પ્રબળ થતો જાય છે. અને તેમ થવાથી માણસ હંમેશાં પોતાને શાન્તિ સાગરમાં અનુભવે છે. આવી શાંતી, સુલૂક, તસ્સવ્વુફ –બ્રહ્મજ્ઞાનમાં આગળ વધવાનું એક ઉત્તમ સાધન છે, અને તેથીજ મહાત્માઓ હંમેશાં શાંતીના પાઠ પઢાવ્યા કરે છે. રાજ્યના નાબય દિવાનની જગા દુનિયાની દ્રષ્ટીથી જોતાં સારા હોદ્દાની, સારા અધિકારની, સારા પગારની, સારી સાહેબીની, તથા સારી આબરૂની ગણાયૂ છે, અને ઘણા માણસો તે મેળવવા આતુરતા પણ રાખે છે. આવી જગ્યા

મુકી ફકીરી રસ્તો અખત્યાર કરવાના કામને કેટલાક લોકો અક્કલથી ઉલટો-પાછળ પાડનારો માર્ગ ગણવા પણ તૈયાર થશે. પણ તેમ કરવાનું કારણ નથી. કેમકે ફકીરી રસ્તાનો અર્થ કાંઈ એવો થતો નથી કે લાગતા વળગતાઓને રઝળતા મુકી કાયર થઈને જંગલમાં અથવા એક ખુણામાં જઈ નકામું બેસી રહેવું ! એવા દૈવી માર્ગનો આવો ભળતો અર્થ કરવાનો નથી. મહાન હઝરત પયગમ્બર સલ્લઅમ ફકીરી રસ્તાવાળા હતા તેનો અર્થ એ છે કે તેઓ ખુદાની, તેના ધર્મની, તથા તેની મખલુક-પ્રાણી માત્રની સેવા કરતા. દુનિયાની અધમ અભિલાષાઓ રાખ્યા વગર ખુદાની, તેના ધર્મની, અને જન સમાજની જે સેવા બજાવવામાં આવે છે તે ખરી બંદગી છે. મેં આ રસ્તામાં કેટલાક વખતથી પગ મુકેલો હોવાથી મારો ભાવ તે તરફ વધી ગયો છે. ઘણા લોકો પોતાના કામ માટે બિચારા તકલીફ વેઠીને મારે ત્યાં હમેશાં આવે છે. હું તેમની તરફ પુરતું ધ્યાન આપવા મારાથી જેટલી બને તેટલી કોશિષ કરતો પણ મારા હોદ્દાનું સરકારી કામ ઘણી વખતે આડે આવતું. વખતની તંગીને લીધે, મારી સાથે વાતચીત કરવાનો વખત નહી મળવાથી તેઓ બિચારા ઘણા

નારાજ થતા. દુરથી આશાથી આવેલા લોકોને નારાજ કરવા તેને બદલે મારે પોતેજ તેમના માટે છુટા થવું એ મને વધારે બેહતર લાગવાથી તેમજ મારી ગાદીના મુરીદો તથા લાગતા વળગતાઓની એજ ઇચ્છા હોવાથી તથા ઉપલો ફકીરી રસ્તો મને પસંદ પડવાથી મેં નાયબ દીવાનના હોદ્દાનું રાજીનામું આપ્યું છે. મને લાગ્યું કે મારે હજી પણ ઘણું કરવાનું છે, પણ રાજ્યની રોકાણને લીધે મારાથી જે કરવાનું છે તે સંપુર્ણ રીતે થઈ શકતું નથી; તેથી જાણી જોઇને મેં નાયબ દીવાનની નોકરી જતી કરી છે. મારા રાજીનામા આપવાથી રાજ્યની રૈયત નારાજ થઈ છે. તથા નવાબ સાહેબે પણ મારૂં રાજીનામું ઘણી નારાજીથી મંજુર કર્યું છે. પણ એમાં નારાજ થવાનું કાંઈ કારણ નથી. જે મારા ખેરખ્વાહ છે અને જે મને સારી સ્થિતીમાં જોવા ઇચ્છે છે, તેમણે તો મારા રાજીનામાંથી ઉલટા ખુશ થવું જોઇએ. જે વાતથી મને આનંદ થાય તેમાં મારા હિતેચ્છુઓએ પણ આનંદ માનવો જોઇએ. હું છુટો થવાથી ઘણાં કામ કરી શકીશ. મને માલિકની સેવા કરવાનો વધુ વખત મળશે. તેની સેવા બીજાની સેવાઓથી બેશક વિશેષ છે. તે ઉપરાંત હું ઈસ્લામી

સાહિત્યનાં પુસ્તકો તૈયાર કરવા તથા જુદી જુદી ઉપયોગી સંસ્થાઓ કાયમ કરવા લોકોને વખતો વખત સુચના કરવા વખત મેળવી શકીશ. આવા ઉપયોગી કામ કરવા માટે બેશક સ્વાર્થ ત્યાગની જરૂર છે. રાજીનામું આપ્યા પછી મારૂં તથા મારા કુટુંબનું ગુજરાન કેવી રીતે ચાલશે એ વિષે કેટલાક લોકોને વિચાર આવે એ સ્વભાવિક છે. પણ રોજીનો માલીક ખુદા છે. તેથી એવો નબળો ખ્યાલ રાખવો એ કાંઇજ નહિ પણ મનની નબળાઈ છે. જેને ખુદા ઉપર પુરો ભરૂંસો છે તે એવા નબળા ખ્યાલથી પોતાના મનને કદી મલીન કરતો નથી. સુકા લાકડા-માંના જીવડાને પોષવાની જેને શક્તિ છેતે મારા જેવા હાથ, પગ, આંખ તથા તર્ક શક્તિવાળા મનુષ્યને કેવી રીતે પોષી શકશે! એવો ખ્યાલ કરવો એ કાંઈજ નહિં પણ નાસ્તિકપણું છે. ખુદા અદભુત શક્તિવાળો છે. તે આપણા સૌનો અન્નદાતા છે. તેના ઉપર આધાર રાખી જે માણુસ નેકી કરે તેનો બદલો તે દુનિયાના બદલાથી કાંઇ ચડતાજ પ્રકારનો આપે છે. તે બદલો આપે કે ન આપે તે તરફ આપણે જોવાનું નથી; આપણે તો માત્ર તેનો હુકમ બજાવવાનો છે. બદલાની ઈચ્છા રાખવી એ

પણ એક પ્રકારનો સ્વાર્થ છે. માટે તેને પણ મનમાં થી અલગ કરવો જોઇએ. કર્તવ્યપરાયણ થવું તેજ ખરા સેવકનું કર્તવ્ય છે. "કર ને જો" એ મનુષ્યનો મુદ્રા લેખ હોવો જોઈએ. જ્યાં કર્તવ્યની જોગવાઈ મળે તેજ ક્ષેત્ર મનુષ્ય માટે ઉત્તમ છે. અને તેજ ધોરણે માણસે પોતાનું ક્ષેત્ર નક્કી કરવું જોઇએ. સ્વાર્થની ખાબોચીઆમાં ખરડાયલા રહેવા કરતાં નિર્મળ સાગરમાં ઝીપલાવવું એજ વધારે સારૂં છે. જે માણસોએ એવો માર્ગ ગૃહણ કર્યો છે તેજ કાંઇક કરી શકયા છે. ક્ષુદ્ર ઇચ્છાઓને આધિન રહે નારાઓની તો ક્ષુદ્ર પ્રાણીઓમાંજ ગણત્રી થાય છે. દુનિયાની ઈચ્છાઓ ઓછી કરી જેમણે માલિકની તથા મખલુક–જન સમાજની સેવા બજાવી છે તેઓ પોતાનો ઉદ્ધાર કરી શકય છે, એ એક સર્વ માન્ય બીના છે. આ ખ્યાલ મારા મનમાં પણ ઘણા વખતથી રમી રહ્યો છે, દુનિયામાં કિર્તી મેળવવા પાછળ ફાંફાં મારવાના નથી. પોતાના નામનો કિતા સ્થંભ પુતળું કે બાવલું ઉભું કરવાનો ધખારો રાખવાનો નથી.

દુનિયાની મોટી પદ્વી, ટાઇટલ, ઇલ્કાબ, કે ચાંદ મેળવવા માથાઝીક કરવાની નથી. આ બધી

બાબતો મિથ્યા છે અને તેની પાછળ ફાંફાં મારનાર મિથ્યા વસ્તુનો અધિકારી મનાય છે. ખરી વસ્તુનો જે ઉપાસક છે તેજ માત્ર ખરા માર્ગ ઉપર છે. ખરીમાં ખરી વસ્તુ માલિકજ છે. તેની ઈચ્છાને આધિન રહેનારા તે ખરી વસ્તુના અધિકારી છે. માટે માલિકના ખ્યાલમાં લીન રહેવું એજ ઉત્તમ છે. કહેવાનું તો ઘણું છે પણ જેમ જેમ જોગવાઈ મળશે તેમ તેમ કહેતો જઇશ. હું કહીશ તેથી કાંઇ વળવાનું નથી પણ તેને તમે બધા ધ્યાનમાં ઉતારી તે ઉપર અમલ કરવા તૈયાર થશો ત્યારેજ કાંઈ ફાયદો થશે. મેં નાયબ દીવાનના હોદ્દાનું રાજીનામું આપ્યું તેથી તમે મારા બધા મુરીદો ખુશી થયા છો તેથી મને અપાર આનંદ થયો છે. હું તમારી નેક અને શુભ લાગણીની કદર કરૂં છું. અને આશા રાખું છું કે તમે બધા જેવી લાગણી રાખતા આવ્યા છો તેવીજ રાખ્યા કરશો, અને માલિકના હુકમ પ્રમાણે ચાલવા કોશિશ કરશો તો મારો સ્વાર્થ ત્યાગ યોગ્ય થયો છે એમ હું માનીશ. ખુદા તમને નેક હિદાયત–સદ્‌બુદ્ધિ આપો, ને તમારૂં કલ્યાણ કરો. આમીન.”

ઉપર પ્રમાણે પીરસાહેબે લોકો સમક્ષ પોતાના

ખરા વિચારો જણાવી તેમને ખરા માર્ગનો બોધ કરેલો છે. પીરસાહેબે રાજીનામું આપી એકદમ પોતાની રહેણી કરણીમાં તદ્દન સાદાઇ અખત્યાર કરી લીધી છે અને તેજ વખતથી પોતે બીજી બાબતોથી અલગ થઇ અસલ કામે લાગી ગયા છે. બી. એ. સુધીની આવી ઉંચી કેળવણી પ્રાપ્ત કરેલા, મોટી સાહેબીમાં ઉછરેલા, સારા હોદ્દે ચઢી અમીરી ભોગવી માન પામેલા, તથા માંગરોલ જેવી સુવિખ્યાત ધર્મની ગાદીને અંગે જાહોજલાલી પામેલા પુરૂષ એકદમ સ્વાર્થ ત્યાગ કરી ફકીરી માર્ગમાં પ્રવેશ કરે એ તેમના ખાસ પીર હોવાની સાબિતી છે. ખુદા એવા મહા પુરૂષો વધુ પેદા કરે જેથી કોમનું કલ્યાણ થાય. આમીન.

તેઓ સાહેબ હિંદુસ્તાનનાં પ્રખ્યાત મહાત્મા પીર હઝરત સૈયદ મસઉદ્દ શેખ ફરીદુદ્દીન શકરગંજ સાહેબ ચિસ્તીની ઓલાદમાં છે. તેઓશ્રીના વડીલો અસલ અરબસ્તાનમાં હુકુમતવાળા ધર્મ ગુરૂ હતા. પાછળથી તેમના ફરઝંદો બલખ બુખારાના બાદશાહ

૧. ઉપલી તમામ હકીકત મુંબાઇના પ્રખ્યાત રોજીંદા પેપર "પ્રજામિત્ર અને પારસી"નાં તા. ૨૧-૫-૧૮ ના અંકમાં છપાઇ છે.

થયા હતા. તે પછી ફકીરી લીધી હતી તે આજ સુધી કાયમ છે. બાવા ફરીદ સાહેબના દાદા હઝરત શોએબ સાહેબ ઘણા માહાત્મયવાળા હોવાથી પ્રખ્યાત બાદશાહ સુલતાન મેહમુદ ગીજનીએ ( ગઝનવીએ ) પોતાની બ્હેનના લગ્ન તેમની સાથે કરી આપ્યાં હતાં અને તેમનાં નેક કદમ પોતાના લશકર સાથે રહે તેથી તેમને લશકર સાથે હિંદુસ્તાન લાવવામાં આવ્યા હતા જ્યાં તેમની દુઆની બરકતથી સુલતાનને ફતેહ મળી હતી. પાછળથી બાવા ફરીદ સાહેબ જન્મ્યા હતા. બાવા ફરીદ સાહેબના રોજો (દરગાહ શરીફ) હાલ પંજાબમાં પાક પટ્ટન શહેરમાં છે.

ત્યાં એક જન્નતી દરવાજો પણ છે. એ દરવાજા વિષે એવી માન્યતા છે કે જે કોઇ તેમાંથી પસાર થાય છે તે જન્નતી થઈ જાય છે. ત્યાં બાર મહીને મહોર્રમ મહીનાની પાંચમી તારીખે ભારે ઉરસ ભરાય છે જેમાં ભાગ લેવા માટે દુરદુરના હજારો લોકો આવે છે. તેમનું એક લગ્ન દીલ્હીના પાદશાહ સુલતાન શમશુદીન અલ્તમશની શાહઝાદી બીબી હુજીરા ખાતુન સાથે થયું હતું એટલે હિંદુસ્તાનની શહેનશાહત સાથે પણ તેમને સંબંધ હતો. બાવા

ફરીદ સાહેબને અજમેર શરીફવાળા હઝરત ખ્વાજા મોઈનુદ્દીન સાહેબ ચિશ્તી તથા તેમના ખલીફા દીલ્હીવાળા હઝરત ખ્વાજા કુત્બુદ્દીન બખત્યાર કાકી સાહેબ ચિશ્તી એ બે મહાત્માઓ તરફથી ન્યામત મળી હતી. એટલે તેઓ સાહેબ ખ્વાજા સાહેબના જાનશીન છે. હઝરત બાવા ફરીદ સાહેબ પોતે પીરાન કલીયરવાળા હઝરત અલાઉદ્દીન અલી અહમદ સાબિર સાહેબના તથા દીલ્હીવાળા હઝરત નિઝામુદ્દીન અવલીયા મહબૂબ ઇલાહી સાહેબના તથા હાંસીના હઝરત જમાલુદ્દીન સાહેબના પીર હતા. ખ્વાજા સાહેબની ઓલાદ ગુજરાતમાં નથી. હઝરત કુત્બુદ્દીન સાહેબની તો ઓલાદજ નહોતી એટલે ગુજરાતમાં એ બંન્ને બુઝુર્ગોની ઓલાદની કોઈ ગાદી નથી, પણ એ બંન્ને બુઝુર્ગોના જાનશીન હઝરત બાવા ફરીદ સાહેબની ઓલાદના મહાત્માઓએ પાછળથી ગુજરાતમાં પાટણ—અમદાવાદ—કડીમાં આવી મુકામ કર્યો અને માંગરોલમાં ગાદી કાયમ કરી. એટલે જોવા જાઓ તો મોટામાં મોટી ચિશ્તીયા ગાદી ગુજરાતમાં આ માંગરોલનીજ છે. નિઝામીયા ને સાબિરીયા એ બન્ને તરીકાના બુઝુર્ગોના મોટા પીર હઝરત બાવા ફરીદ સાહેબ છે. એટલે ગુજ-

રાતમાં માંગરોલવાળા પીર સાહેબ હઝરત બાવા ફરીદ સાહેબની ઓલાદના હોવાથી નિઝામિયા અને સાબિરિયા તરીકાના ગાદીવાળા–સજ્જાદાનશીન ગણાય છે. મુંબઈ ઈલાકાના કેટલાક સાહેબોનો તરીકો સાબિરિઆ છે અને કેટલાકનો તરીકો નિઝામિઆ છે જે હઝરત બાવા ફરીદ સાહેબને પોતાના મહાન પીરના પીર ગણી ઘણું માન આપે છે, અને તેમનો ઉરસ કરે છે. અમદાવાદમાં શાહપુરમાં જે ચિશ્તીઆ ગાદી છે તે હઝરત નસીરૂદ્દીન ચિરાગ દહેલ્વી સાહેબના ભત્રીજાની ઓલાદની છે. આ નસીરૂદ્દીન સાહેબ એક મોટા બુઝુર્ગ હતા. અને અમદાવાદવાળા હઝરત શાહે આલમ સાહેબના દાદા હઝરત મખદુમ જહાંનીઆ જહાંગસ્તના પીર હતા. તેમને કાંઈ ઓલાદ નહોતી. વળી તે ખ્વાજા બંદેનવાઝ ગેસુદરાઝ જેમની દરગાહ શરીફ નિઝામ હયદરાબાદના ગુલબર્ગા શહેરમાં છે તેમના પણ પીર હતા. હઝરત બંદે નવાઝે હઝરત નસીરૂદ્દીન ચિરાગ દેહલ્વીની પાલખી ઉપાડીને ન્યામત મેળવી હતી. કહે છે કે હઝરત નસીરૂદ્દીનની પાલખી ચાલીસ હજાર સૈયદોએ ઉપાડેલી છે. આવા મહાન બુઝુર્ગ પણ બાવા ફરીદ સાહેબને પોતાના

મુરશદ-પેશવા-ગુરૂ માનતા હતા. કારણ કે હઝરત બાવા ફરીદ સાહેબ તેમના દાદા પીર હતા. હઝરત નિઝામુદ્દીન અવલીયા એ નસીરૂદ્દીન સાહેબના પીર હતા. એટલે બાવા ફરીદ સાહેબ તેમના દાદા પીર થાય એ ઉઘાડું છે. ઉપલી તમામ બીના જોતાં માંગરોલની ગાદી હઝરત બાવા ફરીદ સાહેબની ઓલાદના બુઝુર્ગોની હોવાથી ગુજરાતમાં તે સૌથી મોટી ગણાય એમાં નવાઈ નથી. હિંદુસ્તાનની સલ્તનત પ્રથમથી ચિશ્તી ખાનદાનને મળેલ છે. અજમેર શરીફવાળા હઝરત ખ્વાજા સાહેબને મહાન હઝરત પયગમ્બર સલ્અમના રોઝા મુબારકથી ઈસ્લામનો ફેલાવો કરવા હિંદુસ્તાન જવા હુકમ થયો હતો. અને "હીંદલવલી" બનાવી હિંદુસ્તાનની સલ્તનત તેમને હવાલે કીધી હતી. જે ઉપરથી હઝરત ખ્વાજા સાહેબ મહાન હઝરત પયગમ્બર સલ્અમનો હિંદુસ્તાનની સલ્તનત માટેનો હુકમ માથે ચહડાવી અજમેર શરીફ પધાર્યા હતા.

ઉપલી બીનાથી સાફ માલમ પડે છે કે હિંદુસ્તાનના ધાર્મિક શહેનશાહ ચિશ્તી ખાનદાનના બુઝુર્ગો છે. કેમકે એજ ખાનદાનના બુઝુર્ગ હિંદલવલી કહેવાય છે. આપણે આગળ કહી ગયા છીએ

કે ગુજરાતમાં મોટામાં મોટી ચિશ્તીયા ગાદી માંગરોલમાં છે એટલે એ ગાદી આખા મુંબઈ ઇલાકામાં અજમેર શરીફવાળા હઝરત ખ્વાજા હિંદલવલીનું પ્રતિનીધીપણું ભોગવે છે.

પીર મોટામીયાં સાહેબના ગાદીએ આવ્યા પછી શ્રીમંત ગાયકવાડ મહારાજે તેમને હથીઆર અને દારૂગોળાના કાયદામાંથી મુક્ત--છુટા કર્યા છે એટલુંજ નહિં પણ તેમને દીવાની ફોજદારી કામોમાં કોર્ટમાં હાજર રહેવાની ફરજમાંથી પણ માફી આપી છે. વેળાછા અને વાંકળ એ બે મહાલો તોડી બંનેને એકત્ર કરી તેને માંગરોલ તાલુકો નામ આપ્યું છે, અને માંગરોલને તાલુકાનું સદર સ્ટેશન (હેડક્વાર્ટર) બનાવી ત્યાં મહાલ કચેરીઓ વિગેરે તૈયાર કરવાનો હુકમ આપ્યો છે જેનો અમલ થવા લાગ્યો છે. આ પીર સાહેબ એવી પ્રતિષ્ઠાવાળા ગણાય છે કે નામદાર ગાયકવાડ સરકાર જેવા નામાંકિત રાજકર્તા પણ તેમને પોતાની મુલાકાતનો લાભ આપે છે.

આ માંગરોલની ગાદી વિષે અનેક અખબારોએ લખ્યું છે કે એ ગાદી નીચે લગભગ એક લાખ મુરીદો (સેવકો) છે, અને તેમને માનનારા તો

લાખોથી છે. આ ગાદી ઉપર હાલ પીર મોટામીયાં સાહેબ છે. તેઓ ઘણા સાદા અને ફકીરી રસ્તા વાળા છે. તેઓ દીની ઇલ્મ ઉપરાંત બીજા પણ ઘણાં વિષયોનું જ્ઞાન ધરાવે છે. અંગ્રેજીમાં તેમણે બી. એ. સુધી અભ્યાસ કરેલો છે. ગુજરાતી ભાષા ઉપર તેમનો એવો કાબુ છે કે તેમાં તેમણે મહાન પયગમ્બર સલ્અમનાં જીવન વૃતાંતનું એક મોટું 'રસુલે અરબી' નામનું પુસ્તક લખેલું છે, જે મોટા મોટા વિદ્વાનોએ પણ એકે અવાજે વખાણેલું છે. તેઓ એક મોટી ગાદીના સજ્જાદાનશીન છે છતાં એક ગરીબ ફકીર જેવું જીવન ગાળે છે. સાદાઇથી રહે છે, સાદાં લુગડાં પહેરે છે, અને સાદો ખોરાક ખાય છે. તેમનો દેખાવ જોઇ કોઈ ભાગ્યેજ કહી શકે કે તેઓ બી૦ એ૦ સુધી અંગ્રેજી શીખેલા છે. તેમને જે કોઇ મળવા જાય તેને ગમે તે વખતે મળી શકે છે. તેઓ તેની હકીકત ખરા જીગરથી સાંભળે છે. મોટા કે ન્હાના એ સૌ તેમને મન સરખાજ છે. કોઈ દિવસ એવો જતો નથી કે એમને મળવા પાંચ પચીસ માણસો ન આવતાં હોય. ગમે તેટલાં માણસ આવે તેમને તેઓ બુઝુર્ગોના રસ્તા પ્રમાણે ખરા દિલથી આવકાર આપે છે, તેમની

વાત સાંભળે છે, તેમને દિલાસો આપે છે અને કાંઈ પણ તલબ રાખ્યા વિના તેમને બોધ આપે છે. બધાઓની સાથે માથાઝીક કરી તેમનું સાંભળવું, તેમને સમજાવવા, તેમની બરદાશ્ત રાખવી, અને તેમને રાજી રાખવા એવું વગર પૈસે–અવેજે આ જમાનામાં કોઈ ભાગ્યેજ કરે; પણ આ પીર સાહેબને ત્યાં ઉપલી વાતો હાલ મોજુદ છે.[1] પોતાની પાસે જે કંઇ આવેછે તે સઘળું તેઓ લોકોના ભલા માટે ખર્ચી નાખે છે. દિવસે દિવસે આ પીર સાહેબ પોતાના સાદા જીવનમાં આગળ વધતા જાય છે. તેઓ બુઝુર્ગોના રસ્તા ઉપર એવા તો કાયમ છે કે જે તેમને જુએ છે તે જાણે છે. આવા ખુલ્ક-વિવેક અને ચલણવાળા બુઝુર્ગો ખુદાતાલા વધુ પેદા કરે. આમીન.



---

૧. વગર અવેજે અને પૈસા લીધા વગર આવું કોઇ કરી બતાવે ત્યારે અમે જાણુંએ

# પીર મોટામીયાં સાહેબ.

## દુનિયામાં આવા પુરૂષોની જરૂર છે.

માંગરોલની ગાદીવાળા પીર સાહેબના ગાદી-વારસ તરીકે જન્મ લઇ, ઉર્દુ, ફારસી, અરબી, ગુજરાતી, હિંદી, સંસ્કૃત, વીગેરેનું શિક્ષણ લેવા ઉપરાંત, અંગ્રેજીમાં બી. એ. સુધી અભ્યાસ કરી સચીન સ્ટેટમાં ફર્સ્ટકલાસ મેજીસ્ટ્રેટ, સબોર્ડીનેટ જજ, હુઝુરઆસિસ્ટંટ, અને નાયબ દીવાન જેવા હોદ્દા ઉપર રહી લગભગ બાર વર્ષ અમીરી ભોગવી પોતાના વડીલોની એક લાખ જેટલા મુરીદોવાળી ભારે આ વકની ગાદી મળવાથી પીર મોટામીયાં સાહેબે તમામ સાહેબી પડતી મુકી હવે માલિકની બંદગી અને મખલૂક–જન સમાજની સેવા કરવા માટે ફકીરી અખત્યાર કરી છે. લાંબા વખત સુધી અમીરી કર્યા પછી એકદમ ફકીરી માર્ગ ઉપર આવી જવું એ કાંઈ ન્હાની સુની વાત નથી. આ એક અતિશે આ ત્મબળની નિશાની છે. ઘણા માણસો પોતાની ગરીબી જાહેર કરી ગરીબમાંથી અમીર થવાની કોશિશ કરે છે, ત્યારે આ પીર સાહેબે સેવા કરવાની ખાતર

અમીરી જતી કરી ફકીરી અખત્યાર કરી છે એ તેમના મનની ભારે દ્રઢતા, માલિક ઉપર અચળ વિશ્વાસ, તવક્કલ, માનસિક હિંમત, અને ખરો સ્વાર્થ ત્યાગ બતાવી આપે છે. પીર સાહેબે આવા જમાનામાં બેશક આખી કોમને શોભાવનારૂં અને તેને પ્રકાશમાં લાવવા જેવું ભારે કામ કરી દેખાડયું છે જેથી તેમનાં ચારે તરફ વખાણુ થઇ રહ્યાં છે. બીજા માણસો ઇલ્મ સીખીને પોતાની મતલબ માટે સારો હોદ્દો, સારી આબરૂ અને સારા સાધનો ખોળવાની કોશિશ કરે છે, અને આખી જીંદગી પોતાનું પેટ ભરી ગરીબમાંથી માલદાર થઈ જવાન ખાહેશ રાખતા હોય છે. જમાનાની હાલત આવી છે તેવા વખતમાં પીર સાહેબ જેવા સ્વાર્થ ત્યાગી પુરૂષ બહાર પડે, એ કોમની કિર્તીમાં વધારો કરનારી બાબત છે. પીર સાહેબના આવા સ્વાર્થ ત્યાગી શુભ કામથી કોમ ખુશ થાય અને તેમને વધાવી લે એમાં નવાઇ જેવું નથી. કારણ કે દુનિયાનો સાહેબીને લાત મારનારા વિરલા કોમમાં જવલ્લેજ પેદા થાય છે. પીર સાહેબે દુનિયાના બરાબર અનુભવ લઇનેજ આ ફકીરી અખત્યાર કરી છે. અને તે પણ ખાસ

માલિક અને તેની મખલૂક–પ્રજાની સેવા માટેજ અખત્યાર કરી છે. કારણ કે, દુનિયામાં તેમને કોઈ વાતની કમી નહોતી. તેમને સારો હોદ્દો હતો અને સારો પગાર મળતો હતો તે તેમણે છોડી દીધો છે તેથી જણાય છે કે દુનિયાનાં વૈભવ તરફ તેમનું લક્ષ રહ્યું નથી. આવા જમાનામાં કોઈથી વીસ પચીસ રૂપીઆની હલકી નોકરી છોડી શકાતી નથી તો પછી પૂર્ણ અધિકારવાળા સ્ટેટના નાયબ દીવાનની ભારે પગારની જગાતો છોડાયજ કેમ? એવી જગા છોડનારનું મન તો ઘણુંજ મજબુત હોવું જોઇએ. વળી માંગરોલની ગાદી નીચે એક લાખ જેટલા મુરીદો છે. અને તે સૌ પીર સાહેબનો બોલ એકે અવાજે ઉપાડી લેવા તૈયાર છે. પીર સાહેબ જો બાર મહીને એક એક રૂપીઓ આપવાનું પોતાના મુરીદોને કહે તો ઘેર બેઠાંજ તેમને એક લાખ રૂપીઆ બાર મહિને મળે. પણ તેમને એ બાબતોનો ખ્યાલ પણ નથી. તેઓ હવે તદ્દન સાદું જીવન ગાળે છે. તેઓ સાદા લુગડાં પહેરે છે અને સાદો ખોરાક ખાય છે એટલુંજ નહિ; પણ પોતાનું કામ પણ પોતાની જાતેજ કરે છે. તેમના હજારો મુરીદો તેમનું કામ ઉપાડી લેવા તૈયાર છે; પણ તેઓ કોઇને તકલીફ આપતા

નથી. તેઓ ઘણું ભાગે ઘણો હલકો ખોરાક ખાય છે અને ચટાઈ અથવા ટાટ ઉપર બેસે છે; લગભગ બાર વરસ અમીરી ભોગવી જે શખ્સ પોતાના જીવનમાં એકદમ આવો ફેરફાર કરી નાખે તેનામાં કાંઈક અજાયબ શકિત હોય એ બનવા જોગ છે.[1] આવા વધારે પુરૂષો નીકળે તો બેશક જગતને ફાયદો પહોંચ્યા વિના રહે નહિ. જે પીર સાહેબે કોમને માટે પોતાનું સર્વ જતું કર્યું છે તેવા ખરા અંતઃકરણવાળા શખ્સના જ્ઞાનનો લાભ કોમે લેવા ઘટે છે.

## સમાપ્ત

૧. માણસ પાસેથી તેનો પગાર, હોદો વિગેરે જતાં રહે છે તો તેને ચેન પણ પડતું નથી, અને તે મેળવવા અનેક ફાંફાં મારે છે અને તે માટે ઘણા લોકોની ખુશામત કરવા પણ તૈયાર થઈ જાય છે, અને અનેક ખટપટો કરી ઉથલપાથલ કરી નાખે છે.

૨. વાતો કરનારા તો ઘણા નીકળશે પણ આવો સ્વાર્થ ત્યાગ કરી બતાવે ત્યારે ખરૂં મનાય. પગારની અથવા બીજી આવક પડતી મુકે, તેમના જેવો જાહેર દેખાવ ધારણ કરે, તેમના જેવો ખોરાક ખાય, અને તેમના જેવું સાદું જીવન ગાળે ત્યારે કાંઈક કહેવાય. માત્ર ખાલી વાતો કરવાથી બરાબરી થઈ શકતી નથી. મન મારવા વગર કાંઈ થતું નથી. મન મરે ત્યારેજ આવું થાય છે.